# લગ્ન ગીત સંગ્રહ.

પ્રકાશક.

શા. લક્ષ્મીદાસ વિઠ્ઠલભાઈ મિસ્ત્રી.

મંત્રી

શ્રી પાંચાળ હિત ચિંતક મંડળ.

કાર્યાલય મંદિર.

વાયા અમલસાડ.

સુરત.

ા ૧૯૮૧ના કાર્તિક શુક્લ. ૧

સંગ્રાહક.

શા. દુર્લભરામ નરસિંહરામ મિસ્ત્રી.

# નિવેદન.

મનુષ્ય ભાષા દ્વારા પોતાના વિચારો પ્રગટ કરી શકે છે, અને ભાષાથીજ માણસની કીંમત આંકી શકાય છે. હંમેશાં સારા વિચારો અને શુદ્ધ સંસ્કારોનો પ્રચાર કરવામાંજ ભાષાનો સદ્દુપયોગ રહેલો છે. એ તો સમજ છે કે આપણી વાણી ખરાબ સંસ્કારો ફેલાવવાનું સાધન નથીજ.

લગ્ન પ્રસંગમાં સ્ત્રીઓ કેટલાક બિભત્સ ગીતો ગાઇ મલિન વાતાવરણ ઉત્પન્ન કરે છે; અને એના સંસ્કારો ભાવિ પ્રજા ઉપર પડયા વિના ન રહે. આવા અનિષ્ટ પરિણામો ઉત્પન્ન કરવામાં આપણી બેનોની વાણી અને શક્તિનો દુરૂપયોગ નજ થવો જોઇએ. એમની એ શક્તિ અને વાણી લગ્ન પ્રસંગે ઉચ્ચ ભાવનાવાળાં ગીતો ગાવામાં વપરાય તો પ્રશંસનીય પરિણામ આવ્યા વિના ન રહે.

બેનોની આ હાજત પૂરી પાડવાને તથા ઉચ્ચ ભાવના મય ગીતો આપણી જ્ઞાતિમાં પ્રચલિત ન હોવાથી તે ખોટ પૂરી પાડવાને, લગ્ન પ્રસંગે ગાવા યોગ્ય સાદા અને સરલ આદર્શ ગીતોનો આ લઘુ સંગ્રહ ભાઇશ્રી દુર્લભરામે બેનોના ઉત્તેજનાર્થે તૈયાર કર્યો છે. પ્રત્યેક બેનો એ ગીતો શીખે અને લગ્નોત્સવ શોભાવે તેમાંજ તેમની યોગ્યતા રહેલી છે. આ પ્રમાણે દરેક બેન પોતાની ફરજ બજાવે તો મલિન ગીતોનું નામ પણ ન રહે. અસ્તુ.

આ કાર્યમાં જ્ઞાતિબંધુઓએ પણ પરમાર્થનું કાર્ય કરવાનું છે. આપણી બેનો મોટે ભાગે અભણ હોય છે; તો તેઓમાં ઉત્સાહ રેડી તેમને આ ગીતો શીખવાને યોગ્ય મદદ કરી પોતાનું ઋણ અદા કરવુંજ જોઇએ.

પ્રત્યેક ભાઇ બેન પોતાની ફરજ સમજી લે તો, ભાઇ શ્રી દુર્લભરામે પોતાના સ્વર્ગસ્થ પત્નિઓના સ્મરણાર્થે જે પ્રયાસ કરી જ્ઞાતિ બેનોને ભેટ આપવાને ઉદારતા દર્શાવી છે, તે સફલ થઇ ગણાશે. એજ.

પ્રકાશક.

# શ્રી પાંચાળ હિતચિંતક મંડળ.



વ્હાલા ભાઇઓ અને બેનો,

જ્ઞાતિમંથી કુરિવાજો અને રાક્ષસી રૂઢીઓ નષ્ટ કરવાને, તથા જ્ઞાન પ્રચાર કરવાને પત્રિકાઓ મારફત મફત વાંચન પહોંચાડનારી, વિદ્યાર્થીઓને ઉત્તેજન આપનારી, સ્ત્રીઓના સંસારી દુઃખો ઓછાં કરનારી, વિધવાઓને આશ્રય આપનારી, અને હરેક પ્રકારે જ્ઞાતિની ઉન્નતિના માર્ગ શોધનારી આ એકજ સંસ્થા છે.

કોણ કહી શકે કે જ્ઞાતિની ઉન્નતિ માટે આવી સંસ્થાની જરૂર નથી? તો પછી આજેજ આપનું નામ સભાસદ તરીકે નોંધાવશો. યુવકો! જ્ઞાતિ સેવામાં ઝંપલાવો તમારે ત્યાંના અનેક શુભા શુભ પ્રસંગો વખતે મંડળને યત્ કિંચિત્ દાન આપવાનું ભૂલતા ના. જ્ઞાતિ સેવા એજ પરમ ધર્મ છે એમ જરૂર માની લેવા કૃપા કરશોજી.

મંત્રી.

શ્રી પાંચાળ હિતચિંતક મંડળ.



# દુર્લભરામ નરસિંહરામ મિસ્ત્રીનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની.



**અવસાન.**

—:o:—

સં. ૧૯૭૭ના

પોષ વદ ૪

ગુરૂવાર

———

તા. ૨૭-૧-૨૧

—:o:—







**અવસાન.**

—:o:—

સં. ૧૯૭૮ના

શ્રાવણ વદ ૧૪

સોમવાર

———

તા. ૨૧-૮-૨૨

—:o:—

**સૌ૦ ભાણીબ્હેન અને સૌ૦ કમળાબ્હેન.**

ચેશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ કોટ, મુંબઇ.

# અર્પણ

જન્મદાત્રી માતા ! તથા વિમાતા !

આપના

અમર આત્માઓને

આ

ક્ષુદ્ર ભેટ

અર્પણ કરી

કૃતાર્થ થાઉં છું.

—આપની ઋણિ પુત્રી.

ગુલાબ.



આ પુસ્તક જ્ઞાતિબંધુઓને વિના મૂલ્યે મળશે.

મેળવવા ઇચ્છનારે નીચેને સરનામે એક આનાની ટીકીટ બીડી મંગાવી લેવું.

મિસ્ત્રી લક્ષ્મીદાસ વિઠ્ઠલદાસ.

મંત્રી શ્રી પાંચાળ હિત ચિંતક મંડળ

કાર્યાલય મંદિર,

વાયા અમલસાડ.



॥ ૐ ॥

## લગ્ન સમયે લેવાની વરવધૂની પ્રતિજ્ઞાઓ

આ પ્રતિજ્ઞાઓ આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં જણાવેલી છે તેમાંથી આ સ્થળે દાખલ કરી છેઃ—

**વર અને વધૂ**—"આ યજ્ઞશાળામાં બીરાજેલા લોકો નિશ્ચયતાથી જાણો છો કે અમે અમારી પ્રસન્નતાથી ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને એક બીજાનો સ્વીકાર કરીએ છીએ. અમારાં હૃદય જળની પેઠે શાંત મળીને રહેશે. જેમ પ્રાણવાયુ પ્રિય છે, તેમ અમે એક બીજાથી પ્રસન્ન રહીશું; સર્વે સુખદુઃખ ખમીશું અને એક બીજા પ્રત્યે દૃઢ પ્રેમ રાખીશું."

"જેમ પવિત્ર વાયુ અને જળ આદિને કિરણોથી ગ્રહણ કરનાર એક સૂર્ય દૂરના પદાર્થો અને દિશાઓને પ્રાપ્ત થાય છે, તેમ અમે એક બીજાને ઇચ્છાથી પ્રાપ્ત થઇએ છીએ. અમારા અન્યોન્યનાં મનને ઇશ્વર અનુકૂળ રાખે."

"અમે એક બીજાની સાથે વિરોધ નહિ કરીએ પણ પ્રાણરક્ષક થઇશું, સર્વ દુઃખને દૂર કરી ઇશ્વર કૃપાએ સુખ ભોગવવા પ્રયત્ન કરીશું, પશુઓને સુખ આપીશું, પ્રસન્ન

ચિત્ત અને પવિત્ર અંતઃકરણથી રહીશું અને સુંદર તથા શુભ ગુણ-કર્મ-સ્વભાવવાળા વીરોને ઉત્પન્ન કરીશું."

વરઃ—" ઐશ્વર્ય અને સુસંતાનાદિ સૌભાગ્યની વૃદ્ધિ કરવાને હું તારો હાથ પકડું છું. તું મારી સાથે વૃદ્ધ થાય ત્યાં સુધી સુખથી રહે."

વધૂ—" હું તમારો હાથ સૌભાગ્યની વૃદ્ધિ કરવા પકડું છું. તમે મારી સાથે વૃદ્ધ થાઓ ત્યાં સુધી પ્રસન્ન અને અનુકૂળ રહો. તમે અને હું આજથી પતિ-પત્નીના ભાવથી રહીશું."

(સ્ત્રી આ વિશેષ પ્રતિજ્ઞા ઇશ્વર પ્રાર્થના કરતાં લોકો સમક્ષ કરે છે.) "રક્ષક, ઐશ્વર્ય યુક્ત, ન્યાયકારી જગતને, ઉત્પન્ન ને ધારણ કરનારા પરમાત્મા અને આ સભામાં બેઠેલા સર્વ વિદ્વાન્ લોકો! ગૃહસ્થાશ્રમ ધર્મ અનુષ્ઠાન માટે મને આ વરને આપી છે, એટલે હું મારા વરને અને તેઓ મને એમ અન્યોન્ય વેચાયાં છીએ. હવે અમે કદી-પણ એક બીજા તરફ અપ્રિય ચાલ ચલાવીશું નહિ."

વર—' હે! પ્રિયે! ઐશ્વર્યયુક્ત તારો હાથ ધરું છું, તથા ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક હું તારો હાથ ધરી ચુકયો છું. તું ધર્મથી મારી પત્ની અથવા ભાર્યા છે. હું ધર્મથી તારો ગૃહપતિ છું. આપણે બેઉ મળી ગૃહકાર્યો

સિદ્ધ કરીએ અને બેઉને અપ્રિય આચરણ જે વ્યભિચાર છે, તે કદી ન કરીએ. એવું કરીએ કે જેથી ઘરનું સર્વ કાર્ય સિદ્ધ થાય અને ઉત્તમ સન્તાનો, ઐશ્વર્ય, અને સુખની વૃદ્ધિ સદા ચાલતી રહે."

"સર્વ જગતના પાલનકર પરમાત્માએ તને મને આપી છે. તું સર્વ જગતમાં પોષણ કરવા યોગ્ય મારી પત્ની થા. તું હું પતિ સાથે સો શરદઋતુ અર્થાત સો વર્ષ સુધી સુખપૂર્વક જીવતી રહે."

વધૂ—"હે ભદ્ર! પરમેશ્વરની કૃપાથી તમે મને મળ્યા છો, માટે તમારા વગર આ જગતમાં પાલન કરનાર અને સેવા કરવા યોગ્ય ઈષ્ટદેવ કોઇ નથી; ને હું તમારા વગર બીજા કોઇને માનીશ નહિ. જેમ તમે મારા સિવાય કોઇ બીજી સ્ત્રી સાથે પ્રીતિ નહિ કરો તેમ હું પણ કોઇ બીજા પુરુષ સાથે પ્રીતિ નહિ કરૂં. તમે મારી સાથે સો વર્ષ જીવતા રહો."

વર—"જેમ પરમાત્માની આ સૃષ્ટિમાં તેની તથા આપ્ત વિદ્વાનોની શિક્ષાથી દંપતી થાય છે, જેમ વીજળી સર્વમાં વ્યાપક રહે છે, તેમ તને મારી પ્રસન્નતાથી સુંદર વસ્ત્ર અને આભૂષણ તથા મારાથી સુખ મળે. તારી અને મારી આ ઇચ્છા પરમાત્મા પૂરી કરે. હે સર્વ જગતના ઉત્પન્ન કરનાર પરમાત્મા! પૂર્ણ ઐશ્વર્યયુક્ત ઉત્તમ પ્રજાથી

મારી સ્ત્રીને આચ્છાદિત કરીને શોભાયુક્ત કરો. હું સૂય-કિરણની પેઠે તેને વસ્ત્રાભુષણાદિથી સદા સુશોભીત કરીશ."

વધૂ—"હું પણ તમને એજ પ્રકારે સૂર્યની માફક સુશોભીત આનંદ યુક્ત અને અનુકૂળ પ્રિય આચરણ કરીને ઐશ્વર્ય અને વસ્ત્રાભૂષણ આદિથી સદા આનંદિત રાખીશ"

વર—"હું જ્ઞાનથી તારૂં ગ્રહણ કરૂં છું; તું પણ મારૂં ગ્રહણ જ્ઞાનથી કરે છે. હું તને પૂર્ણ પ્રેમથી સ્વીકારૂં છું. તું મને પૂર્ણ પ્રેમથી સ્વીકારે છે. તું શામવેદ જેવી છે, હું ઋગ્વેદ જેવો છું. તું અને હું પ્રસન્નતા પૂર્વક વિવાહ કરીએ છીએ. સાથે રહી વિર્ય ધારણ કરીએ. ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરીએ. ઘણાં સન્તાનો થાય, તે આપણે વૃદ્ધ થઈએ ત્યાં સુધી જીવતાં રહે આપણે એક બીજાથી પ્રસન્ન રૂચીવાળાં સારા વિચારો કરતાં સો વર્ષ સુધી, એક બીજાને પ્રેમથી જોતાં રહીએ, આનંદથી જીવીએ, અને પ્રિય વચનો સાંભળતાં રહીએ.

વધૂ—"આપનું હૃદય, આત્મા અને અંતઃકરણ મારા પ્રિય આચરણમાં ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુરૂપ આપનું ચિત્ત સદા રહે. આપ એકાગ્ર થઇ સારી વાણીથી જે કાંઇ કહું તે કર્યા કરશો. કેમકે આજથી પરમેશ્વરે આપને મારે અધીન કર્યા છે. અને મને આપને અધીન કરી છે" ઇત્યાદિ **સતીમંડળ ભાગ ૧લો.**

---

૧૧૭૭૯ ११

॥ ॐ ॥

गृहे गृहे नहि नार्यो रूपलावण्य गर्विताः ।
परंविश्वेश भक्त्यैव लभ्यते स्त्री पतिव्रताः ॥

# લગ્ન ગીત સંગ્રહ.

## કન્યા પક્ષમાં ગાવા યોગ્ય,

### (સર્વ શુભ કામમાં ગાવા યોગ્ય)

### ગીત ૧ લું.

(પ્રથમ ગણેશ સંભારિયે સખી સામો ઘો શ્રીરામ—એ રાહ.)

પ્રથમ પ્રભુ સંભારિય સખી મંગળમય ગણુરાય;
જનક-જગપતિ રીઝથી અમ સફળજ કાર્યો થાય.
પતિત પાવન વેહની રૂડી રીતજ રાખી જાય,
મણીમય મોંઘા માંડવે સખી સકળ સિદ્ધ મળાય.
શુકન સારાં તે ઘણો ઘર સંપત્તિ સારી જોય,
સ્વજન તન-મન-ધન થકી આનંદ મંગળ હોય.
પ્રીતિ પરસ્પર દાખવે એમ ઇશ અનુગ્રહ થાય,
મંગળ પગરણુ આદરો એવા મંગળ અવસર માંહ્ય.
વ્હેમ ન જુઠા ધારીયે ચહો કુટુંબનું કલ્યાણુ,
આનંદ અવસર ઉજવો ધરી ધરણીધરનું ધ્યાન.

# પ્રાતઃકાળે ગાવા યોગ્ય.

## ગીત ૨.

(સૂર્ય ઉગ્યોરે કેવડીઆની ફણુસે—એ રાહ)

સૂર્ય ઉગ્યોરે, ભારતના આકાશે કે વ્હાણેલાં હવે વ્હાયાંરે.
કેમ સુતાંરે, હજી ભારત બાળાઓ કે–વ્હાણેલાં૦
નિદ્રા ત્યાગોરે, જાય સમય નકામો કે–વ્હાણેલાં૦
ઝટ જાગોરે, દેવીનું પદ પામો કે–વ્હાણેલાં૦
દોડો દોડોરે, દેશ ઉન્નતિ કરવા કે–વ્હાણેલાં૦
જોડો જોડોરે, મન કાર્ય સુધરવા કે–વ્હાણેલાં૦
ભય ત્યાગોરે, પ્રભુનું ધરો ધ્યાન કે–વ્હાણેલાં૦
સધ માગોરે, પતિનું વરદાન કે–વ્હાણેલાં૦
લેજો લેજોરે, તમે ધર્મની શિક્ષા કે–વ્હાણેલાં૦
દેજો દેજોરે, દેશ ભકિતની દિક્ષા કે–વ્હાણેલાં૦
કહેજો કહેજોરે, સ્વામિ! સંગી તમારી કે–વ્હાણેલાં૦
રહેજો રહેજોરે, પતિનાં સહકારી કે–વ્હાણેલાં૦

---

## કન્યાને ઉપદેશ.

### ગીત ૩.

(બ્હેની ! પ્રભાતે ઉઠીને પોપટ બોલીઓરે—એ રાહ.)

બ્હેની ! પ્રભાતે પતિની પ્હેલાં ઉઠીએરે,
કરીએ ઉમંગેથી ઘરનું સઘળું કામ;
વાસણ સઘળાં કરીએ સોના જેવાં ઉજળાંરે.
બ્હેની ! પ્રભાતે પુંજો ઘરમાંથી વાળવોરે,
ભોજનગૃહને લીંપીગુંપી કરીએ સાફ;
પાણી ગાળીને ગંગાજળ જેવું બનાવીએરે.
બ્હેની ! પ્રભાતે ન્હાવું શુધ્ધિના કારણેરે,
અંગે ધારણ કરવો શોભિતો શૃંગાર;
ભાલે કુમકુમ તીલક કરવું પુરા પ્રેમથીરે.
બ્હેની ! પ્રભાતે પ્રભુને ભજીયે ભાવથીરે,
જે છે આ સૃષ્ટિનો સાચો સૃજનહાર;
તેના ઉપકારોને હૃદયામાં સંભાળીએરે.
બ્હેની ! પ્રભાતે સાસુ સસરાને વંદીએરે,
ખંતે મેળવીએ એ દેવોની આશિષ;
જેથી આનંદ મંગળ ગૃહમંદિરમાં જામશેરે.
બ્હેની ! પ્રભાતે સ્વામિને પાયે લાગવુંરે,
આજ્ઞાપાળક થઇને રીઝવીએ ભરથાર;
થઇને આનંદી આનંદ ઝરો પ્રસરાવીએરે.



## ગીત ૪.

(ભમરા મ્હેલો વધાવો મારે આવીયો–એ રાહ.)

પ્રશ્ન:—બ્હેની ! પ્હેલો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી શોધ્યો આવો મનગમતો ભરથારરે,
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.

ઉત્તર:—બ્હેની ! પ્હેલો સંદેશો પ્રભુએ પાઠવ્યો,
મારા હૃદયમાં કર્યો રણકારરે;
રંગીલી બ્હેની,જીવનનો સાથી શોધ્યો સ્નેહથી

પ્ર:—બ્હેની ! બીજો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી શોધ્યો આવો મનગમતો ભરથારરે,
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.

ઉ:—બ્હેની ! બીજો સંદેશો વિધિએ પાઠવ્યો,
લખ્યા લેખ લલાટ મોઝારરે,
રંગીલી બ્હેની, જીવનનો સાથી આપ્યો સ્નેહથી.

પ્ર:—બ્હેની ! ત્રીજો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી શોધ્યો આવો મનગમતો ભરથારરે,
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.

ઉ:—બ્હેની ! ત્રીજો સંદેશો ગુરૂએ પાઠવ્યો,
મને સમજાવ્યો ધર્મનો સારરે,
રંગીલી બ્હેની, મનગમતો સ્વામિ સ્નેહે શોધવો.

પ્ર:—બ્હેની ! ચોથો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી શોધ્યો આવો મનગમતો ભરથારરે,
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.
ઉ:—બ્હેની ! ચોથો સંદેશો પિતા પાઠવે,
પુત્રી ! ઉતરવા આ ભવસાગરની પારરે,
રંગીલી બ્હેની, સાચો સુકાની સોંપ્યો સ્નેહથી.
પ્ર:—બ્હેની ! પાંચમો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી શોધ્યો આવો મનગમતો ભરથારરે,
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.
ઉ:—બ્હેની ! પાંચમો સંદેશો માતા પાઠવે,
પુત્રી ! સ્વર્ગ સમોવડ બનવા આ સંસારરે,
રંગીલી બ્હેની, શોધ્યો છે સાચો સાથી સ્નેહથી.

---

## ગીત ૫.

(ચંપો રોપીને–એરાહ.)

બાળા શાળામાં ભણીને ઘેર ઉતર્યાંરે,
વિદ્યાવતી પુત્રી જોઈ માતાના મન ઠર્યાંરે.
કહ્યું માતાએ ઓ પુત્રી ! રહેજે સુખમાંરે,
વિદ્યા દેવી સદા રહેજો તારા મુખમાંરે.
પુત્રી ! વિદ્યાઓ તો સાચું ધન જાણવુંરે,
ધર્મ, અર્થ, કામ, મોક્ષમાં એ નાણવુંરે.

પુત્રી ! વિદ્યા એ તો સાચું બળ માનવુંરે,
દૈવી ચૈતન્યમાં તેજ આણે એ નવુંરે.
પુત્રી ! વિદ્યા એ તો સાચી સખી સહચરીરે,
તેના સંગમાં સુપાત્રતા રહેશે ખરીરે.
પુત્રી ! વિદ્યા એ તો કલ્પવૃક્ષ જાણવાંરે,
આપે અમુલખ ફળ ફુલ દાનમાંરે.
પુત્રી ! વિદ્યા એતો રત્નો કેરી ખાણ છેરે,
દૈવી ચક્ષુઓ કે અંતરનો પ્રાણ છેરે.
પુત્રી ! એવી વિદ્યા આપી તને કોડથીરે,
જેની કીંમત ન થાય કદી ક્રોડથીરે.
બીજું આપું શું હવે હું મ્હારી લાડકીરે,
જેથી સંતોષી બને તું મ્હારી બાળકીરે.

---

## પુત્રીનો ઉત્તર.

(રાગ ઉપરનો)

### ગીત ૬.

માતા ! તું છે મારા ભાગ્યની સાચી વિધિરે,
લખ્યા લલાટમાં સંપત્તિના તેં નિધિરે.
માતા ! અંતરમાં તને નિત્યે વંદશુંરે,
તારા આભારોને પ્રીતે અભિનંદશુંરે.
માતા ! વિદ્યાની તેં આપી છે પહેરામણીરે,
તેને માનીશું કે આપ્યો તેં ચિંતામણીરે.

માતા ! માંગું છું હું બીજું સાચા પ્રેમથીરે,
મારી આશા પુરી કરજે માતા રહેમથીરે.
મારા મનડામાં મેં બાંધ્યું મન્દિર પ્રેમનુંરે,
તેમાં તખ્ત બીછાવ્યું હીરા હેમનુંરે.
માતા ! કયા પ્રભુને બેસાડું એ સ્થળેરે ?
જેથી મન માન્યો આનંદ મને મળેરે.
માતા ! કોની સાથે જીવન આ ગાળવુંરે ?
માતા ! હ્રુદયમાં કોની છબી જાળવુંરે ?
માતા ! સંસારનો પંથ છે બોહામણોરે,
માટે સાથી મને આપજે સોહામણોરે.
માતા ! જ્ઞાનિને સમાજ દેશ ભકિતમાંરે,
વળી સહભાગી થઇશું સાચી મુકિતમાંરે.

---

## મંડપ રચના ( માંડવમુહૂર્ત સમયે )

### ગીત-૭

માંડવેરે કાંઇ ઢાળોને બાજોઠી કે ફરતી મૂકોને કંકાવટી,
તેડાવોરે કાંઇ કાશીના પંડિતો કે આજ મારે લખવીછે કંકોતરી,
બાંધોરે ભાઇ *રવિશંકરના છેડે કે જાય બેની સુમિત્રાને સાસરે.
બેનીરે હું આપું એક વધાઇ તમારા મહિયર પગરણ આદર્યા.

---

* સુચના-ગીતોમાં જ્યાં વિશેષ નામ કે ગામના નામ હોય ત્યાં મરજી પ્રમાણેના બીજા નામો મૂકી શકાશે.

વીરારે તમે કયા દેશથી આવ્યા કે કયા ગામે તમારા બેસણાં.
બેનીરે અમે ગુજરાત દેશથી આવ્યા કે અમદાવાદે અમારા બેસણાં.
વીરારે તમે કયા ભાઈના બેટા કે કઈ માતાના ઉદર વસ્યા.
બેનીરે અમે સુખશંકરના બેટા કે સીતા માતા ઉદર વસ્યા.
વીરારે મને બાળુડે ગભરાવી કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો
બેનીરે તમે ગરથડીયાની ઘેલાં કે આંગણે આવ્યો વીરન ઓળખ્યો
વીરારે તમે રહો તો રાંધુ' લાપસી (૨)
વીરારે તમે ચાલો તો કઢીઅલ દૂધ કે આંગણે આવ્યો
વીર ન ઓળખ્યો.
બેનીરે તમે ગરથડીઆનાં ઘેલાં કે વીરની સાથે મહિયર ચાલીએ.
આગેરે ભાઇ રવિશંકરના ઘોડા કે પડઘી વાગે ને ધરતી ધમધમે
વચમાંરે સુમિત્રાના માફા કે ઇંડાં ઝળકેરે સોનાતણાં.
પાછેરે મારે ભાનુદત્તની માતા કે ગજની સ્વારી શોભાવતા.



## ગૃહયજ્ઞ (ગૃહશાંતિ) સમયે.

## ગીત ૮.

(રાગ ધનાશ્રી)

હોમ હવન રૂડા થાય, મારે માંડવ હોમ હવન રૂડા થાય,
આપે આહુતિ હોતા હરખથી, ઉત્તમ અગ્નિ માંહ્ય–મારે૦
સદ્‌ગુણુ સાગર સાધુ પંડિતો વેદ ભણુંતા જાય–મારે૦
કેશર, કસ્તુરી, સુગંધી ચંદન, ગાયોના ઘી હોમાય–મારે૦

સકલ અશુધ્ધિ નષ્ટ કરીને વાયુ નિમળ થાય—મારે૦
મંગળ વાજાં વાગે તોરણીએ ધુન વેદોની થાય—મારે૦
મલપતા આ મંડપ માંહિ "સ્વાહા સ્વાહા" સંભળાય—મારે૦
સંકટ હારી સામગાનથી ઇશ ઉપાસના થાય—મારે૦
સરખી સાહેલી સાથે મળીને ગીત મધુરાં ગાય—મારે૦
આજ ઉત્તમ ઘડી આવી અમારે આનંદ ઉર ન માય—મારે૦
"ઓ૩મ્" પ્રભુજી આપ કૃપાથી શાંતિઃ શાંતિઃ સહાય—મારે૦

---

## વર તોરણે આવે તે સમયે ગાવા યોગ્ય.

### ગીત ૯

( અનિરૂદ્ધની ઘોડલી—એ રાહ. )

સુન્દર વરજી પધારો અમ માંડવે.
જીયાવરજી પધારો અમ આંગણે.
પ્રીત ધરી અમ મન્દિર આવ્યા પૂર્ણ પરમ પવિત્ર,
કરીએ સ્વાગત વિનય વચનથીરે, અમ કુટુંબ અને ઇષ્ટમિત્ર,
પધારોજી માંડવે—જીયા.
શોભા અમ મંડપ કેરી, પ્રેમે કરો પાવન,
ધન્ય ધન્ય ભાગ્ય અમ તણાંરે, આવ્યા ઉત્તમ કુળના મહેમાન,
પધારોજી માંડવે—જીયા.
સાજન મહાજન સ્નેહી સંબંધી, પંડિત ને વિદ્વાન,
પ્રીતે પધારો અમ મહુલીમાંરે, મારા મોંઘેરા મહેમાન,
પધારોજી માંડવે—જીયા.

સત્સંગનું ફળ પામશુંને, લેશું ગુણના ભંડાર,
સફળ થશે અમ જીવનનુંરે, લેશું ઉર આનંદ અપાર,
પધારોજી માંડવે—જીયા.

માનવંત મહેમાન અમારા, શું કરીએ સન્માન,
અલ્પ થશે અમ રંકથીરે, પ્રેમે સ્વીકારશો ગુણવાન,
પધારોજી માંડવે—જીયા.

---

## (પુંખતી વખતે)

## ગીત ૧૦

(ચંપો રોપીને કેવડો લેવાને ગ્યાતા રાજ—એરાહ,)

પુંખે પ્રમદાઓ વરને પ્રીત ધરીને રાજ,
ભલે પધાર્યા મનહર મહેર કરીને રાજ.
પૂજન કરીએ પ્રેમેથી દેવ ગણીને રાજ,
ગુરૂને બોલાવી વૈદિક મંત્રો ભણીને રાજ.
કુમકુમ તીલક કરીએ દિવ્ય લલાટે રાજ,
પુષ્પોની માળા ગુંથી તમારા માટે રાજ.
તમને આમંત્ર્યા મેં તો જાણી ગુણશાળી રાજ,
સમજો સમશ્યામાં વિદ્યા વાડીના માળી રાજ.
સંસાર પંથે પર્વત વિઘ્નોના કારી રાજ,
વધવું તે ભેદી આગળ હીંમતને ધારી રાજ.

જ્યારે સાંબેલા નીચે ડાંગર કચડાતી રાજ,
ત્યારે તે અંતે ચોખા કેરૂં પદ પામતી રાજ.
પૂજનમાં તેની ગણના નિત્યે ગણાતી રાજ,
પ્રભુના ચરણોમાં પ્રીતે વળી તે પોષાતી રાજ.
ગાડી ગૃહસ્થાશ્રમ કેરી ચાલે સંસારે રાજ,
તેમાં જોડાવું કંઠે ધુંસળ લઇ ભારે રાજ.
જોડે રહી દંપતિ ખેંચે ગાડી વ્યવહારે રાજ,
નિશ્ચય જાણો કે કુળનું ગૌરવ વિસ્તારે રાજ.
લઇને પુરૂષાર્થ રવૈયો હરિઓ ડોળી રાજ,
જીવન હેતુને લેવો આનંદે ખોળી રાજ.
ઘુમવું જગના રણ રંગે નિર્ભયતા ધારી રાજ,
ડરવું નહિ દીલમાં દેખી બાણો દુઃખકારી રાજ.
આપું આ ત્રાક રૂપાળી તમને હું આજે રાજ,
કાંતીને વણવું કાપડ ગૃહસ્થીને છાજે રાજ.
રાજાની રાણી બેસે રેંટીએ નિત્યે રાજ,
ભારતની સેવા કરતા ગૃહસ્થી એ રીતે રાજ.
સુતર કાચાના વટમાં ખેંચાવું રાજ,
વટને વ્યવહારે સાચા રહીને મલકાવું રાજ.
એવી શરતોથી તમને મેં તો નિમંત્ર્યા રાજ,
એવા વિશ્વાસે કન્યા દેવા આમંત્ર્યા રાજ.

---

# નારી મહીમા.

## ગીત ૧૧.

(કાળી કંઠી સવાલાખની–એ રાહ.)

ગોરી ગોકુળ કેરી ગાયો–ભારત સંતાનો.
સ્ત્રી, એ આ દેશનો પાયો. ,,
રામ ને કૃષ્ણાદિક નીપજ્યા, ,,
ધ્રુવ પ્રહલાદ સમ ઉપજ્યા. ,,
રમણીઓ રત્ન કેરી ખાણ છે, ,,
પ્રમદાઓ ઉન્નતિનું વહાણ છે. ,,
ગૃહિણીને રાણી ઘરની જાણજો, ,,
સ્ત્રીઓને શાન્તિ દેવી માનજો. ,,
વનિતાને વિદ્યા દાનો આપજો, ,,
સ્ત્રીને સૌ સ્થાને સાથે સ્થાપજો. ,,
સ્ત્રીઓને જે ઠામે સત્કાર છે, ,,
દેવોનો તે સ્થાને દરબાર છે. ,,



## ગીત ૧૨.

(તાંબા કુંડી તે જગર સોહામણા—એ રાહ.)

સ્નેહવાડી તે હૃદય સોહામણી,
માંહી ખીલ્યારે નવરંગી ફૂલ—સાહેલી ભ્રમરો ગુંજતો.
સ્વર મંજુલ ને વળી મીઠડો,
કરે મોહમાંરે, મનડાને ડુલ—સાહેલી૦
શુદ્ધ સ્વાગતે સમીર પ્રસરાવતી,
સ્નેહ સુગંધીરે, કરતાં પ્રદાન—સાહેલી૦
દીલ ડાળીથી પંખો ઢોળાવતાં,
દેતી આનંદેરે, પ્રીતિનું દાન—સાહેલી૦
રસના ભરી થાળ ધરાવતાં,
વળી અર્પતાંરે, કોમળ પાન—સાહેલી૦
વાયુ નાદથી વીણા વગાડતાં,
હર્ષ પામતાંરે, મોંઘા મ્હેમાન—સાહેલી૦
નીજ અંતરે આસન આપતાં,
રંગે રમતાંરે, થઇ ગુલતાન—સાહેલી૦
આત્મ ઐક્યનો આનંદ પામવા,
લેતાં દેતાંરે, મકરંદ પાન—સાહેલી૦

---

## ગીત ૧૩.

(મેઘાડંબર ગાજે--એ રાહ.)

સુમન ખીલ્યું ઉપવન મહીં- ભોગી ભ્રમર ભટકતો.
પાર્વતી બેઠાં ભુવન મહીં–એક યોગી રખડતો.
બેઠું સુમન એક ડાળીએ–ભોગી.
પાર્વતીએ જોયું જાળીએ-એક.
ગણગણ ગુંજારવ કરે-ભોગી.
''અહાલેક અહાલેક'' ઉચરે-એક.
સુમનની પ્રીતિને પામવા-ભોગી.
પાર્વતી દેવી આરાધવા–એક.
ઘટમાળ ફરતી પાણીયે–ભોગી.
બળદ ફરે જેમ વાણીએ–એક.
ભટકી નિસાસા નાંખતો–ભોગી.
રખડી દયા મુખ માંગતો–એક.
આવી દયા પછી સુમનને–ભોગી.
લાવ્યા પાર્વતી દયા મને–એક.
ભ્રમર કહે તુજ કારણે–ભોગી
શિવજી કહે તુજ કારણે–એક.
માગે અમી તારી આંખમાં–ભોગી.
શિવજી કહે લેજો પાખમાં-એક.

સુમન રીઝવું મનમાં અતિ–ભોગી.
પાર્વતીએ સુણી વિનતી–એક.
સુમને હૃદય મહીં સ્થાપીયો–ભોગી.
પાર્વતીએ હાથ આપીઓ–એક.

---

## ગીત ૧૪.

(માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરોરે–એ રાહ)

માલણ કેમ ગુંથતી ફૂલમાળારે,
તેનો અર્થ કહો રઢિયાળા–માલણ.
માયા દેવી રચે ગૃહમાળારે,
બ્રહ્મદેવ રીઝવવા રૂપાળારે;
સુખ વૈભવ વધવા રસાળા–માલણ.
યોગી યોગિની હાથમાં માળારે,
જેઓ મોક્ષની વાંચ્છનાવાળારે;
ભજે ભકિતથી સ્વામિ છોગાળા–માલણ.
સુખ દુઃખ તણી ઘટમાળારે,
ક્ષમા ધૈર્યની શિક્ષણ શાળારે;
ગુણ ગૃહણ કરે ગુણવાળા–માલણ.
જેવી કોમળ પુષ્પની માળારે,
તેવી સુંદર ગુણીયલ બાળારે;
રાખે રક્ષિત સ્નેહે છોગાળા–માલણ.

---

## સપ્તપદી (મંગળફેરા) સમયે.

### ગીત ૧૫.

(રાગ ધોળ.)

પ્રેમે બોલે પ્રતિજ્ઞાઓ દંપતિ,
અમે મેળવ્યો હાથમાં હાથ-પ્રતિજ્ઞા પહેલી કરી.
પ્રાણવાયુ રમે જેમ અંગમાં,
તેમ રહીશું અમે નરનાર-પ્રતિજ્ઞા બીજી કરી.
જાણે દુધમાં સાકર ભેળવી,
તેમ આત્માનું ઐકય થાનાર-પ્રતિજ્ઞા ત્રીજી કરી.
જેમ અમરવેલી વધે વિશ્વમાં,
વંશ વૃદ્ધિનો સાધીશું સાર-પ્રતિજ્ઞા ચોથી કરી.
એથી બાવીસનું બળ પામીશું,
વળી પામીશું વિશ્વ વિજ્ઞાન-પ્રતિજ્ઞા એ પાંચમી.
અનુકુળ અમે થાશું સ્નેહથી,
સુખ કીર્તિને આપીશું સ્થાન-પ્રતિજ્ઞા છઠ્ઠી કરી.
એક બીજાના મિત્ર બન્યા અમે,
નહિ આણીશું ભેદ લગાર-પ્રતિજ્ઞા પૂરી કરી.

## હસ્ત મેળાપ સમયે.

### ગીત ૧૯.

(મારે સોના સમોારે સુરજ ઉગીઓ-એ રાહ.)

સજની ! રામ સીતાની જોને જોડલી,
થાયે વર-કન્યા હસ્ત મેળાપ રે, રંગીલી સજની ! રામ
સીતાની જોડલી !

સજની ! હાથમાં-હાથ ધરી દીયે !
વર કન્યાને અંતર પ્રેમ રે ! ગુણવંતી બેની !-રામ.

સજની ! જન્મ જન્મનાં બેલાં બાંધીઆ,
સાંધ્યા અંતરથી અંતરના બંધરે ! રસ ઘેલી સજની !-રામ.

સજની ! ભેદ ન લવ લેશ આજથી,
ધાર્યાં અભેદ ભાવ કેરાં વૃત્તરે ! ગુણવંતી બેની !-રામ.

સજની ! સેવા સ્વદેશની સ્વીકારશે,
વળી વસ્ત્ર સ્વદેશી ધરી અંગરે ! રગીલી સજની !-રામ.

સજની ! આર્ય ધર્મના ધોરી પંથમાં,
જોડી જીવન-રથ નિર્દોષરે, ગુણવંતી બેની-રામ.

સજની ! સંસાર નાવ ચલાવશે,
પામી સૌભાગ્યના શણગાર રે, રસઘેલી સજની-રામ.

---

# પહેરામણી સમયે.

## ગીત ૧૭.

રાગ ધોળ.

એક યાચક આવ્યો છે આંગણે રે,
માંગે છે રત્નનું દાન, માંગે વળી માન-યાચે છે પહેરામણીરે.
યાચક આત્મ સંતોષવા રે,
અર્પીયું કન્યાનું દાન, આપ્યું વળી માન-યાચે છે.
યાચક ઉભો છે બારણે રે,
માંગે ગંગાજળ પાન, માંગે વળી માન-યાચે છે.
યાચક અતિથ્ય કારણે રે,
આપ્યું પીવા જળપાન, આપ્યું વળી માન-યાચે છે.
યાચક બેઠો છે મંન્દિરે રે,
માંગે મીઠા પકવાન, સોપારીને પાન-યાચે છે.
યાચક ભુખ નિવારવા રે
આપ્યા મીઠા પકવાન, સોપારીને પાન-યાચ છે.
યાચક પોઢયા છે મેડીએ રે,
માંગે મીઠું મીઠું ગાન, વાજીંત્રોના તાન-યાચે છે.
યાચક ઇચ્છા પુરી થવારે,
ગાયાં મનોહર ગાન, કર્યું સન્માન-યાચે છે.

## ગીત ૧૮.

(ગરૂડે ચઢી આવજો ગીરધારી રે—એ રાહ)

ગુણીયલ મારી જાય છે તું સાસરીએ,
માટે બેટા શિખામણ દઈએ—ગુણીયલ;
સાસુ સસરાનું કહ્યું તું કરજે, કંથ કહ્યાગરી થઇ ફરજે,
પતિ આજ્ઞા આપે તે શીર ધરજે—ગુણીયલ;
રૂડી ભુંડી વાતો નવ કરીએ, શીર ઉઘાડું મૂકી નવ ફરીએ,
ઝીણું વસ્ત્ર અંગે નવ ધરીએ—ગુણીયલ;
બેટા મોટે સ્વરે નવ ઉચરીએ, પતિ વીણ બીજાથી નવ હસીએ,
વડીલ સાથે વિનોદ ન કરીએ—ગુણીયલ;
સુખ દુઃખ પડે ખમી રહીએ, નીચ પુરૂષથી દૂર રહીએ,
પ્રભુ ઉપર શ્રદ્ધાળુ તો થઇએ—ગુણીયલ;
પતિ પહેલાં ભોજન કદી નવ કરીએ, વિના કારણે
પતિને નવ દમીએ,
શીર સંકટ આવે ખમી રહીએ—ગુણીયલ;
સેવક સાથે મર્યાદામાં રહીએ, પર ઘેર કદી નવ જઇએ,
પૂછે તેનો ઉત્તર દઇએ—ગુણીયલ;
સાસુ કદી દુઃખ આપે તારી, સ્વામિ પ્રત્યે કહેવું ન વિચારી,
બેટા હિતની શિક્ષા છે સારી—ગુણીયલ;
ઉભય કુળની લાજ વધારજો, પતિ આજ્ઞાથી પિયર પધારજો,
તેથી સુખી થાય જન્મારો—ગુણીયલ;

# પુત્રીને માતાની શિખ.

## ગીત ૧૯.

(રામ લક્ષ્મણ વનમાં સીધાવતા—એ રાહ.)

સાસરે સારી રીતથી ચાલવું, એથી લાભ અધિક બે'ની થાય,
સંકટ સહુ જાય—સંપી ચાલો સાસરે.
સાસુ સાચી માતા જાણો સાસરે, લાવો નહિ તેનાપર કદી રીસ;
રૂઠે જગદીશ—સંપી ચાલો સાસરે.
સસરાને તો બાપ સમો ગણો, ભુંડું ભણવું નહિ તેને વેણ;
દીસે દુઃખ દેણ—સંપી ચાલો સાસરે.
શાણી આજ્ઞા પાળો સસરા તણી, ઉથાપો મા તેનું કહ્યું કેણ;
પાળો પ્રીતે રેણુ—સંપી ચાલો સાસરે.
નણદીને બે'નો જેવી જાણવી, આણવી એનાપર અતિ પ્રીત;
રાખો રૂડી રીત—સંપી ચાલો સાસરે.
ભાઇ જેવા જાણો દીયર જેહને, રાજી રાખો તેને રૂડી રીત;
આજ્ઞા પાળી નિત્ય—સંપી ચાલો સાસરે.
આજ્ઞા પતિની નિત્ય અનુસરો, કરો જેમ કહે ભરથાર;
પુરો ધરો પ્યાર—સંપી ચાલો સાસરે.
સુખ આપો આજ્ઞા પાળી એહની, સાચું સ્વામિનું સગપણ સાર;
છે મોક્ષનું દ્વાર—સંપી ચાલો સાસરે.
જેથી જગદીશ રૂડો રીતે રીઝશે, ખીજશે ન ધરી કદી ખાર;
સુખ આપે અપાર—સંપી ચાલો સાસરે.

પરપુરૂષની સામે પેખતાં, લાગે પાપ જગતમાં અમાપ;
એવી શાસ્ત્રે છાપ-સંપી ચાલો સાસરે.
પારોશી સાથે પ્રીતિથી વર્તવું, તેની સાથે લડો ન કો વાર;
મળે ફીટકાર-સંપો ચાલો સાસરે.
ગજા ઉપર ઘરેણાં ઘડાવવા, ટંટો કરવો નહિ કોઇ વાર;
ઘરમાંહી લગાર-સંપી ચાલો સાસરે.
ઘરની વાતો બીજે જઈ ન કરો, ઠરો એથી અણસમજુ અપાર;
ધિઃક્કારે સંસાર-સંપી ચાલો સાસરે.
સંતોષી બની સ્વામિ સાથે વસો, ભોગવો જે આપ્યું ભગવાન;
કૃપાના નિધાન-સંપી ચાલો સાસરે.

---

## રામચંદ્રજી પ્રત્યે સીતાજીનાં વચન.

### ગીત ૨૦.

રાગ ધોળ.

સુણો, સુન્દર શ્યામ સુજાણ! પ્રભુ મારા પ્રાણ!
સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વ્હાલા કહો, તે તો બોલ લાગે તીખાં બાણ,
રઘુકુળ ભાણ! સાથે રાખો સ્નેહથી.
સ્વામિ! જ્યાં તમે ત્યાં ગૃહ માહરૂં, તમથી વેગળી તે પરદેશ,
હું જાણું હંમેશ, સાથે રાખો સ્નેહથી.

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ, સાથે રાખો સ્નેહથી.

સ્વામિ ! તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ, એમાં શો સંદેહ, સાથે રાખો સ્નેહથી.

જે કોઈ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળ્યો ધિક એહ,
મુવા જેવી તેહ, સાથે રાખો સ્નેહથી.

સ્વામિ ! તમ વીણ મંદિરને માળીયાં, ભાસે પર્વત મોટા સમાન,
વસ્તી તો વેરાન, સાથે રાખો સ્નેહથી.

મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જયારે પામીશ દર્શન દાન,
કૃપાના નિધાન ! સાથે રાખો સ્નેહથી.

સાસુ સસરોને માતા પિતા સહુ, ભલે જીવો કરો રૂડા રાજ,
મને મહારાજ ! સાથે રાખો સ્નેહથી.

સ્વામિ ! શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામિ ! શું કરૂં સૈયર સમાજ?
કોનું નથી કાજ, સાથે રાખો સ્નેહથી.

સાચું સગપણ જગમાં સ્વામિતણું બીજો સ્વાર્થી સઘળો સંસાર,
કુટુંબ પરિવાર, સાથે રાખો સ્નેહથી.



## કન્યા વળાવતી સમયે.

### ગીત ૨૧.

(માતાના ખોળા બ્હેની વિસારી મૂકયા–એ રાહ.)

સરવરપર હસતું રમતું પ્રેમી પંખીડું,
સખીઓનો સાથ છોડી ચાલ્યું,
કુળવંતી હંસી માયાનો રંગ બદલ્યો, શાને ગુણવંતી.
સ્નેહ સંબંધો સર્વે છોડયા સખીઓના,
કોના બંધનમાં તું બંધાણી–કુળવંતી.
હંસી મધુબંસી જેવી વાણી મનોહર,
ક્યારે સાંભળશું બે'ની મારી–કુળવંતી.
માતાના મધુરા અંકે રમતી રંગીલી,
સાસુ ઉછરંગે જઇને બેઠી–કુળવંતી.
પિતાની છાયા નીચે લાડ કરતી,
સસરાની છાંય મીઠી લાગી–કુળવંતી.
ભ્રાતા બે'નીનો સ્નેહ સંગ તજીને,
દીયર નણદીના નેહે લાગી–કુળવંતી.
તારા વિયોગે માળો શૂન્ય થશે આ,
દિવ્ય વિલાસે ઉડી જાઓ–કુળવંતી.

ઉંચા આત્માની અભિલાષી તું બેની,
　　ફૂલની વાડી ત્યાં ખીલવજે-કુળવંતી.
તેજોમય કરજે તારા ગૃહ કેરી કુંજો,
　　રસની ગાગેરા નિત્ય ભરજે-કુળવંતી.
સ્નેહી સહચારી સાથે ઉડજે આનંદે,
　　વ્યોમ અનંતમાં સંચરજે-કુળવંતી.
પ્રસન્ન વદન ચંદ્ર નિત્યે પ્રકાશી,
　　સૌના હૃદયમાં સ્થાન કરજે-કુળવંતી.



# વર પક્ષમાં ગાવા યોગ્ય.

## ગીત—૧.

(કંકુ છાંટી કંકોતરી મોકલો–એ રાહ.)

વિશ્વ સ્વામિ વિદારો વિઘ્નોને,
જેથી કાર્ય સફળ અમ થાય, સંકટ સહુ જાય,
મહેર કરો જગપતિ.

પતિત પાવન દાતા દયાળુ છો,
ટાળો અજ્ઞાન તિમિર અંધકાર, આપો સુવિચાર–મહેર.

અમને સદ્‌બુદ્ધિ આપો શ્રીહરિ,
કરીએ સંત જનોના સંગ, મન આણી ઉમંગ–મહેર.

મંગળકારી મંગળ વરતાવજો,
વરસાવો અમી મહારાજ, કૃપા કરો આજ–મહેર.

સંસાર સમુદ્રના તારક છો,
અમ સફળ કરો જન્મારો, ભવપાર ઉતારો–મહેર.

શીશ નામી વંદીએ આપને,
નથી અવર કોનો આધાર, દયાળુ અપાર–મહેર.

## પ્રાતઃકાળે ગાવા યોગ્ય.

### ગીત—૨.

(સુર્ય ઉગ્યોરે કેવડીયાની ફણુશે કે—એ રાહ)

સુર્ય ઉગ્યોરે, ભારતના આકાશે કે—વ્હાણેલાં હવે વ્હાયાંરે
શાને સુતારે, ઓ ! ભારતવાસી ! કે-વ્હાણેલાં.
નિદ્રા ત્યાગોરે, થઇ જાગ્રતિ સારી કે—વ્હાણેલાં.
ઝટ જાગોરે, તજી સુસ્તી તમારી કે—વ્હાણેલાં.
દોડા દોડારે, આર્યજનની આમંત્રે કે—વ્હાણેલાં.
જોડા જોડારે, ઉર ઉન્નતિ યંત્રે કે-વ્હાણેલાં.
ભય ત્યાગોરે, ધારા દેશાભિમાન કે—વ્હાણેલાં.
સધ માગોરે, સ્વાતંત્ર્ય સ્વમાન કે—વ્હાણેલાં.
લેજો લેજોરે, દેશભકિતની દિક્ષા કે—વ્હાણેલાં.
દેજો દેજોરે, સૌને રાષ્ટ્રિય શિક્ષા કે-વ્હાણેલાં.
રહેજો રહેજોરે, ભારત પુત્રો સુસંપે કે—વ્હાણેલાં.
કહેજો કહેજોરે, થાય પડતી કુસંપે કે—વ્હાણેલાં.

---

### ગીત—૩.

(બ'ની ! પ્રભાતે ઉઠીને પોપટ બોલીઓરે—એ રાહ)

વીરો જ્ઞાની બનીને ઘેર આવીયારે,
માતા સજ્યા મેં તો વિદ્યા કેરાં શસ્ત્ર;
તેનું સાર્થક કરવા જગમેદાને સંચરૂંરે-૧

માતા ગુરૂએ કહ્યું કે ગૃહસ્થી થા હવેરે,
કરજે ગૃહરાણીથી મળીને ગૃહનું રાજ્ય;
સુખો વૈકુંઠના ભોગવવા આ સંસારમાંરે-૨
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી, એ દેવી છેરે,
તેનું પૂજન કરતા રીઝે છે જગનાથ;
માટે તેની સાથે સાગર ભરજે સ્નેહનોરે-૩
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી લક્ષ્મી છેરે,
તારા ગૃહમાં ભરશે ધનના એ ભંડાર;
વૈભવ વૈકુંઠ કેરો ગૃહમંદિરમાં આણશેરે-૪
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ અંગ છેરે,
સ્ત્રીના વિના દિસે સુનો સંસાર;
માટે ગૃહમંદિરમાં પટરાણીને સ્થાપજેરે-૫
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ મિત્ર છેરે,
જેની સાથે કરીએ મનની છાની વાત;
ઉરના ઉભરા સઘળા ખાલી કરીએ ખંતથીરે-૬
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ વૃક્ષ છેરે,
ચિંતાગ્નિમાં આપે શીતળ મીઠી છાંય;
વિપત્તીમાં દીલાસો દઇ સંતોષતીરે-૭
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ વાડી છેરે,
આપે એ મનગમતાં સુંદર ફળને ફુલ;
ગૃહને નંદન વન સમ એ દેવી દીપાવતીરે-૮



## ગીત—૪.

(ભમરા પહેલો વધાવો મારે આવીયો—એ રાહ.)

પ્રશ્ન-વીરા ! મ્હેલો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી પામ્યો છે તું સુંદર મનહર નારરે,
ભારતના વીરા ! તું છે સુભાગી આ સંસારમાં.

ઉત્તર-બે'ની ! મ્હેલો સંદેશો પ્રભુએ પાઠવ્યો,
મ્હારા હૃદયમાં કર્યો રણકારરે,
સદ્‌ગુતી બે'ની ! જીવનની સાથી પામ્યો સ્નેહથી.

પ્રઃ-વીરા ! બીજો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી પામ્યો છે સુંદર મનહર નારરે,
ભારતના વીરા ! તું છે સુભાગી આ સંસારમાં.

ઉઃ-બે'ની ! બીજો સંદેશો વિધિએ પાઠવ્યો,
લખ્યા લેખ લલાટ મોઝારરે,
સદ્‌ગુણી બે'ની ! પરભવની સાથી આ ભવ પામ્યો.

પ્રઃ-વીરા ! ત્રીજો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી પામ્યો છે તું સુંદર મનહર નારરે,
ભારતના વીરા ! તું છે સુભાગી આ સંસારમાં.

ઉઃ-બે'ની ત્રીજો સંદેશો ગુરૂએ પાઠવ્યો,
મુજને સમજાવ્યો ધર્મનો સારરે,
સદ્‌ગુણી બે'ની ! અંતર સહભાગી શોધી કાઢજે.

પ્રઃ-વીરા ! ચોથો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી પામ્યો છે તું સુંદર મનહર નારરે,
ભારતના વીરા ! તું છે સુભાગી આ સંસારમાં.

ઉઃ-બે'ની ! ચોથો સંદેશો પિતા પાઠવે,
મારો સુધરવા આ સૃષ્ટિનો વ્હેવારરે,
સદ્‌ગુણી બે'ની ! પિતાએ કહ્યું ગ્રહસ્થી થા હવે.

પ્રઃ-વીરા ! પાંચમો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી પામ્યો છે તું સુંદર મનહર નારરે,
ભારતના વીરા ! તું છે સુભાગી આ સંસારમાં.

ઉઃ-બે'ની ! પાંચમો સંદેશો માતા પાઠવે,
વીરા સ્વર્ગ થવા આ સંસારરે,
સદ્‌ગુણી બેની ! માતાએ આજ્ઞા આપી લગ્નની.

---

## ગૃહયજ્ઞ (ગૃહશાંતિ) સમયે.

### ગીત—૫.

(વટ સાવિત્રી વૃત આજ-એ રાહ.)

ઓ ગૃહમંડળના દેવ, મંગળ કરજેરે,
વ્હારે ધાઇ તતખેવ, વિઘ્નો હરજેરે.
ઓ સૂર્યદેવ ભગવાન ! ચૈતન્ય અર્પોરે,
આ મંગળ મહોત્સવ કાજ, તેજ સમર્પોરે.

ઓ મહિમંડળના ચંદ્ર ! અમૃત આપોરે,
આધિ વ્યાધિના મૂળ, સઘળાં કાપોરે.
ઓ મંગળકારી દેવ ! મંગળ, મંગળરે,
તું કરજે વળી તતખેવ, હરજે અરિદળનેરે.
ઓ બુધ ! બુદ્ધિદાતાર, બુદ્ધિ આપોરે,
દઈને સદ્‌ગુણનું દાન, શુદ્ધિ સ્થાપોરે.
ઓ ગુણવંતા ગુરૂદેવ ! ગુરૂજી ગરવારે,
અમે કરીએ નિર્મળ સેવ, કાર્ય સુધરવારે.
ઓ શુક્રદેવ ભગવંત ! શાન્તિ કરજોરે,
નભમંડળના સામંત, ભ્રાન્તિ હરજોરે.
ઓ શનિદેવ શુરવીર, અરિદળ તોડોરે,
શાન્તિનો શ્રેષ્ઠ સમીર, ઝટપટ છોડોરે.
ઓ રાહુ ! રાહ બતાવ, જે અતિ સ્હેલોરે,
મળવાને મોક્ષદ્વાર, અમને વ્હેલોરે.
ઓ કેતુ ! સેતુ સાત, આ ભવ દરીએરે,
બંધાવો હે પ્રિય તાત ! પાર ઉતરીએરે.
એમ નવે ગૃહોને આજ, વંદન કરીએરે,
સુધારવા આ શુભ કાજ, ગીત ઉચરીએરે.



## વરઘોડા પ્રસંગે ગાવા યોગ્ય.

### ગીત—૬.

(કંકુ છાંટી કંકોતરી મોકલો—એ રાહ)

વીરે પહેલો આશ્રમ તો પૂરો કર્યો,
પછી ચાલ્યા ધરીને ઉમંગ—ગૃહસ્થાશ્રમને માંડવે.
પ્રેમે પટકુળ પ્હેરીને અંગમાં,
સ્વારી માટે સજ્યો છે તુરંગ—ગૃહસ્થા.
ઘોડો શણગાર્યો વિવેક વૈભવે,
પહેરાવ્યા ગુણના અલંકાર—ગૃહસ્થા.
તંગ ભીડયો પછી યમ નિયમનો,
જેથી શ્રમ ન થાય લગાર—ગૃહસ્થા.
પ્રીતિ પેંગડે પગ દઇને ચઢયા,
લીધી હાથમાં નીતિ લગામ—ગૃહસ્થા.
ઘોડો નાચી કુદીને આગળ વધ્યો,
જોવા અનુભવ યાત્રાનાં ધામ—ગૃહસ્થા.
પહેલાં પ્હોંચ્યો પુરૂષાર્થની વાડીએ,
લેવા ઇચ્છિત ફળ ફુલ સાર—ગૃહસ્થા.
ત્યાં તો સામે મળી ભાગ્ય સુંદરી,
પૂછ્યું કોણ તમારી માત—ગૃહસ્થા.

તમે ઘોડે ચઢીને કયાં નીકળ્યા ?
તમે શોધો છો કોનો સંગાથ-ગૃહસ્થા.
વીરાએ કહ્યું સાંભળો સુંદરી,
ધર્મ પિતાને ભારતી માત-ગૃહસ્થા.
મારે કરવી છે યાત્રા સંસારની,
શોધું હૃદયરાજ્ઞિ કેરો સંગાથ-ગૃહસ્થા.
પૂછે સુંદરી ગૃહસ્થનું ધ્યેય શું ?
કેમ શોધો નારીનો સંગાથ-ગૃહસ્થા.
નારી રત્ન હીરા મોતી યાચશે,
વળી માંગશે વિધ વિધ વસ્ત્ર-ગૃહસ્થા.
નારી જાતિ એ કોમળ પુષ્પ છે,
કહેતા યોગી ઉપાધિનું શસ્ત્ર-ગૃહસ્થા.
વીરાએ કહ્યું સાંભળો સુંદરી,
કહું ગૃહસ્થનું ધ્યેયને ધ્યાન-ગૃહસ્થા.
ત્રણે આશ્રમવાસી સંતોષવા,
વધવા માતૃભુમિ તણું માન-ગૃહસ્થા.
એક હાથે તાળી તો પડે નહિં,
માટે શોધીએ નારી સંગાથ-ગૃહસ્થા.
જ્ઞાતિ, દેશ, સમાજની સેવના,
અમે સાધીશું ધર્મની સાથ-ગૃહસ્થા.

નારી ભાગ્ય સાથે તેનું લાવશે,
તેથી પામીશું સમૃધ્ધિ સુખ-ગૃહસ્થા.
ખુદ નારીએ રત્નની ખાણુ છે,
પછી તેને શી રત્નોની ભૂખ-ગૃહસ્થા.

અમે સન્માન શૃંગારો સોંપશું,
વળી આપશું વિનયનાં વસ્ત્ર-ગૃહસ્થા.
નારી કોમળ પુષ્પને રક્ષવા,
અમે સાધીશું પ્રેમનું શસ્ત્ર-ગૃહસ્થા.

સુણી ઉત્તર સુંદરી હરખીઆં,
પહેરાવી પુષ્પોની વરમાળ-ગૃહસ્થા.
એમ વિજય મળ્યો આર્ય વીરને,
પામ્યા ઉત્તમ નારી પ્રેમાળ-ગૃહસ્થા.

---

## લગ્ન મંડપમાં વરની પધરામણી સમયે.

### ગીત—૭.

(પાટણ ટોપી વાપરી જુનાગઢનારે મોતી-એ રાહ)

રમ્ય રચ્યો લગ્ન માંડવો જાણે કુંજ ભુવન છે,
વૈકુંઠ વિશ્વ વિષે રચ્યું, જાણે નંદન વન છે-રમ્ય.
સંસાર ત્રાડી છે અટપટી, લાખો વિઘ્નોની અસ્તિ,
તેમાં મંડપ બાંધે વીરલા, ધન્ય તેવા ગૃહસ્થી-રમ્ય.

આનંદ સાગર ઉલટયો, લ્હેરો હર્ષ પવનની,
મંડપમાં પ્રસરાઇ છે, ખુબી સ્વર્ગ સદનની–રમ્ય.
આસોપાલવ કેરાં તોરણો, લટકાવ્યાં ઉમંગે,
અબીર ગુલાલના સાથીઆ, ભૂમિ માતના અંગે–રમ્ય.
દીપ માળાઓથી દીપતી, ફરતી ચારે દિશાઓ,
વિધ વિધ રંગની ઉડતી, જ્યાં ત્યાં ધર્મ ધ્વજાઓ–રમ્ય.
વેદ ભણે રૂડા બ્રાહ્મણો, મંગળ ગીત ગવાતાં,
વાજાં મનોહર વાગતાં, અંતર પ્રફુલ્લિત થાતાં–રમ્ય.
તખ્ત બીછાવ્યાં બે મધ્યમાં, કરવા પ્રાણ પ્રતિષ્ઠા,
રાજા રાણી હવે આવશે, એવી કરતાં પ્રતિક્ષા–રમ્ય.
દેવ પધાર્યા એ મંડપે, મારા ભારત વીરા,
મસ્તકે મુકુટ શોભતો, ઉપર જડીઆ છે હીરા–રમ્ય.
દેવી પધારો આ આસને, તમ વીણ શુન્ય સકળ છે,
સાચી સહાયક શોધવા, સાધી મંગળ પળ છે–રમ્ય.
દેવી પધાર્યા એ મંડપે, સાથે લઇને સાહેલી,
કીધી પ્રતિજ્ઞા ત્યાં લગ્નની, થઇ રહી આનંદ હેલી–રમ્ય.
જ્ઞાન ભક્તિ કર્મ ધર્મમાં, આપણ સાથે રહીશું,
વિકટ આ વિશ્વ સમુદ્રમાં, સુખ દુઃખ સાથે સહીશું–રમ્ય.

---

## લગ્ન ક્રિયા સમયે.

### ગીત—૮.

(મારા માન ગુમાની વીરા—એ રાહ)

ચતુર ચિતારો ચાલી ગોકુળમાં આવ્યો,
ચિત્ર રઢીયાળું એક લાવ્યો, દેખી મોહનનું
મનડું લોભાણું.

મનડું લોભાણું, સુંદર તનડું લોભાણું,
ચિત્ર ચિતારે મૂક્યું કૃષ્ણના ચરણે.
લીધું શામળીઆજીએ પોતાને શરણે,
ચિત્ર નિહાળ્યું નીજ નયણે—દેખી.

ચિત્રે તો ચિતડું ચોરી લીધું મોહનનું,
ભુરકી નાખીને ભાન ભુલાવ્યું મનનું,
ગૌરવ તેના વદનનું—દેખી.

કોનું આ રમ્ય ચિત્ર લાવ્યો ચિતારો,
જેમાં ઉડે છે રૂપ ગુણનો પુવારો,
ઝરે પ્રણય કેરી ધારો—દેખી.

આતો રઢિઆળા રાધા રૂપની રાશી,
ચંદ્રની જ્યોતિ જાણે નભમાં પ્રકાશી,
પ્રીતિ અમૃતની એ પ્યાસી—દેખી.

નામ સાંભળતાં વરને મોહિની લાગી,
રાધા રાણીના બન્યા એતો અનુરાગી,
પ્રેમની જ્યોતિ હૃદયે જાગી—દેખી.
કૃષ્ણજી ચાલ્યા કોડે કુંજ ભુવનમાં,
બંસી બજાવી જઈને નંદન વનમાં,
રાધા દેવી રીઝયાં મનમાં—દેખી.
મીઠડાં ગોરસ લઈ આવ્યા રાધા કુમારી,
બોલ્યાં એ બાળા હું છું દાસી તમારી,
સોંપું કર સ્નેહે મનહર નારી—દેખી.

ગીત—૯.

(કંકુ છાંટી કંકોતરી મોકલો-એ રાહ.)

સંપતે છાબ લાવ્યા શોભતી,
હોય ખામી તો પૂરશો વેવાઇ-શોભે રૂડો માંડવો.
લાવ્યા અમ્બરને સાડી લાવીશું,
લાવ્યા પોલકા ઝાઝા અમૂલ્ય-શોભે રૂડો માંડવો.
હેમ લાવ્યા ને મોતી લાવશું,
લાવીશું નવસેરો હાર-શોભે રૂડો માંડવો,
અમે લાવીશું સુંદર અલંકારો,
લાવીશું ઝાંઝર ઝુમણાની જોડ-શોભે રૂડો માંડવો.
અમે જોયા વેવાઈ વ્હેવારીઆ,
અમે જોયા વિવેકી વિદ્વાન-શોભે રૂડો માંડવો.

## ગીત-૧૦.

(માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો-એ રાહ.)

માલણ બની ગુંથજે ગુણ ગજરોરે,
પતિદેવને કરવાને મજરો-માલણ.

તને સોંપી સ્નેહે ગૃહવાડીરે,
સુખ ફળ પુલ તેમાં ઉગાડીરે;
સંપે પ્રફુલ્લ કરો ફૂલવાડી-માલણ.

નીતિ પુષ્પો સુવાસે ભરાશેરે,
તેની મીઠી સુગંધી છવાશેરે;
વિશ્વ માંહે સુકીર્તિ ગવાશે-માલણ.

સર્વે પુષ્પો સુપાત્રમાં આણીરે,
ધર્મ દોરી પરોવીને શાણીરે;
નિત્યે માળા ગુથે ગૃહરાણી-માલણ.

પતિ કંઠમાં માળાને ધારીરે,
હસ્ત જોડી ઉભી રહેનારીરે;
કહો આજ્ઞા શી નાથ તમારી ?-માલણ.

---

## પહેરામણી સમયે.

### ગીત-૧૧.

રાગ ધોળ.

કન્યા આપો તો આપો પહેરામણી,
વળી આપો હીરા મોતી માળ, રૂપા કેરા થાળ;
ઉમંગે પહેરામણી.

હાથી આપો તો અંબાડી આપીએ
હાથી ના શોભે એ વીણ જેમ, આપો તમે તેમ-ઉમંગે.
પાન આપો તો સોપારી આપીએ,
વળી કાથો ચુનો સાથે જેમ, આપો તમે તેમ-ઉમંગે.
નંગ આપ્યું તો મુદ્રિકા આપીએ,
વ્હાણ સાથે શોભે સઢ જેમ, આપો તમે તેમ-ઉમંગે.
ગાદી સાથે ગલેફની રીત છે,
દુધ સાથે સાકર હોય જેમ, આપો તમે તેમ-ઉમંગે.
મેના કોકીલ આપીએ કોડથી,
સાથે આપીએ પિંજર જેમ, આપો તમે તેમ-ઉમંગે.
પુષ્પહારો માળી પાસે માગીએ,
સાથે આપે છે છાબડી જેમ, આપો તમે તેમ-ઉમંગે.



## ગીત ૧૨

(ચતુર ચિતારો ચાલી ગોકુળમાં આવ્યો—એ રાહ.)

રાજા જનકને માંડવે, મોટા મળ્યા છે ભુપ,
સીતા ઓઠાંરે બેડીએ, જોતા રઘુવરનું રૂપ.—રાજા.

અયોધ્યા નગરીનો રાજવી, રઘુવર રૂપનિધાન,
તોડયું ત્ર્યંબક પ્રેમથી, ઉતર્યાં મહીપતિના માન.—રાજા.

દેવના દુદુંભી ગડગડયાં, વળી વાગ્યારે ડંક,
વાજાં વિધવિધ વાગીયાં, હરખ્યાં સહુ રાજન.—રાજા.

રઘુવર મંડપ આવીયા, સુન્દર પધરાવ્યા પાટ,
જોડે બીરાજ્યાં જાનકી, ઓઢી નવરંગ ઘાટ.—રાજા.

વેદ ધ્વનિ વિપ્રો વદે, પરણે સીતાને રામ,
આનંદ ઉર અતિ ઘણો, સર્યાં જનકના કામ.—રાજા.

હરખ્યાં નગર નરનારીઓ, જોઇ રઘુવરનું રૂપ,
આશિષ આપ્યાં સ્નેહથી, નિરખ્યા સકલ સ્વરૂપ.—રાજા.

## ગીત-૧૩.

(રામ લક્ષ્મણ વનમાં સીધાવતા-એ રાહ.)

પ્રાણનાથ કહે નીજ નારીને, આવ્યો ઉત્તમ આ અવતાર,
આનંદ અપાર, સજો શણગારને-
છડા છાબડા અણવટ વીંછીઆ, લાજ લંગર થાય ન ભાર,
સદા સુખ સાર, સજો શણગારને-
કુલ રીતિ જુઓ કટિમેખલા, સદાચાર ચુડીની જોડ,
ખામી કે ન ખોડ, સજો શણગારને-
કામકાજ કરે વેઢ વીંટીઓ, સંપ જંપ કડાંની જોડ,
હોંસે ધરી હોડ, સજો શણગારને-
ધ્યાન ધીરજ તે બાજુબંધ છે, કરૂણામય કાનમાં કાપ,
આપે નહિ તાપ, સજો શણગારને-
દાન પુણ્ય ઉપરની પાંદડી, નથ નાકની નાથનું નામ,
સદા સુખ ધામ, સજો શણગારને-
પતિ સેવન મંગળ સૂત્ર છે, ચતુરાઇ છે ચદન હાર,
વિવેક વિચાર, સજો શણગારને-
મન નિર્મળ મોહનમાળ છે, જવ માંદળીયાં યશ રૂપ,
રહે બહુ રૂપ, સજો શણગારને-
શુભ સૌભાગ્ય સુંદર ચાંદલો, તાંત ત્રેવડી સુંદર શીલ,
ધરો નહિ ઢીલ, સજો શણગારને-
નમ્ર આ[illegible] નમણી નાગફેણ છે, કેત કેવડો તત્ત્વ વિચાર,
[illegible] તકરાર, સજો શણગારને-

જ્ઞાતિ ન્યાય વિચાર છે કંચુકી, લાજ સુંદર સાડી સમાન,
મેલી અભિમાન, સજો શણગારને—
ગૃહ રક્ષણ ઝાંઝર ઘુઘરા, પુરૂં પ્રૌઢપણું પગપાન,
જરાયન જાન, સજો શણગારને—
આવાં ભૂષણ ભામિની શોભશે, બીજાં કેશવ કેવળભાર,
અસત્ય અસાર, સજો શણગારને—

## પત્નિવ્રૃત.

## ગીત ૧૪.

(તાંબાકુંડી તે નગર સોહામણા—એ રાહ)

વીરા! થાજો સંસારે વૃત ધારી,
જયમ પતિનીરે, છે સતી નાર—પત્નિવૃત પાળજો.
સત્યવાદી હરિશ્ચન્દ્ર રાજા તો,
સતિ તારારે, પ્રેમે વેચાનાર—પત્નિ૦
રામ દીલે પરસ્ત્રી હરામ તો,
સીતા હૃદયનારે, હૈયાહાર—પત્નિ૦
નળરાજા સરીખા ભુપતિ,
અર્ધે વસ્ત્રેરે, દમયંતી રહેનાર—પત્નિ૦
ધર્મ ધારી ધુરંધર પાન્ડવો,
સતિ દ્રૌપદીરે, વનવગડે ફરનાર—પત્નિ૦
સ્વામિ સૂર્ય જો નીજવૃત નિયમે,
સ્ત્રી પૃથ્વીરે, ઘેલી ઘુમનાર—પત્નિ૦

---

## ધ્રુવ દર્શન સમયે.

### ગીત ૧૫.

રાગ—ધોળ.

ધ્રુવ દર્શન પ્રેમે કરો સુંદરી,
અવિચળ પદવી શ્રેષ્ઠ જેને મળી;
નભ મંડળમાં સ્થીર રહી જેમ–રહો તમે તેમ-સંસારે સુસ્નેહથી

હ્રદયાકાશમાં પતિ મૂર્તિને સ્થાપી,
સુકીર્તિ જગમાં પ્રેમે પ્રસરાવી
રહે અવિચળ નીજ સ્થાને જેમ–રહો તમે તેમ-સંસારે સુસ્નેહથી

સુખ દુઃખમાં રહો પરસ્પર પ્રેમથી,
રહો શાન્તિથી નિત્ય નેમથી;
કરી ઉભયે પ્રતિજ્ઞા જેમ–રહો તમે તેમ–સંસારે સસ્નેહથી

સુકીર્તિ સંસારે ફેલાવજો,
આનંદ સાગર પ્રેમે રેલાવજો;
અવિચળ ધ્રુવે રહી નભમાં જેમ–રહો તમે તેમ-સંસારે સુસ્નેહથી



## ગીત ૧૬.

(રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં—એ રાહ.)

પાણિગ્રહણ થયા પછી પ્રેમદા, પરહરતાં પિયર સહવાસ;
ન થાય ઉદાસ, પતિવ્રત એજ છે.

ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દઇ એક;
વિશેષ વિવેક, પતિવ્રત એજ છે.

લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, દોષ દૃષ્ટિ જરાય ન થાય;
હૃદય હરખાય, પતિવ્રત એજ છે.

ગુરૂજનની સરસ થાય સેવના, સચવાય સદા કુળ રીત;
પિયરપર પ્રીત, પતિવ્રત એજ છે.

ઉંચો અક્ષર એકે ન નીકળે, વ્હાલાં વિનય વિવેક વિચાર;
નિયમપર પ્યાર, પતિવ્રત એજ છે.

પ્રાણ તુલ્ય સદા શીલ સાચવે, મન ઇંદ્રિય પણ વશ હોય;
કપટ નહીં કોય, પતિવ્રત એજ છે.

નિત્ય આનંદ આપે નાથને, ત્રશ વિદ્યા કળાથી વિશેષ;
લજાય ન લેશ, પતિવ્રત એજ છે.

મન વચન ક્રિયાથી ભામિની, થઇ છત્રની છાયા સમાન;
તજે અભિમાન, પતિવ્રત એજ છે.

દીન ઉપર નિત્ય દયા ધરે, કરે કોઇ ઉપર નહિ ક્રોધ;
સદૈવ સુબોધ, પતિવ્રત એજ છે.

પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દૃષ્ટિ કરે નહિ કોય;
ગમે તેમ હોય, પતિવ્રત એજ છે.

અંગ કોઇ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિં લેશ;
સુશોભિત વેશ, પતિવ્રત એજ છે.

નાની વયમાં વધારે પ્રૌઢતા, સત્ય સરળપણું નીજ અંગ;
સદા શુભ સંગ, પતિવ્રત એજ છે.

ડરી દૂર્જન તો દૂરથી રહે, વશ હોય બધો વહેવાર;
ભલાં ઘરબાર, પતિવ્રત એજ છે.

સદાચાર વિષે ચુકે નહિ, હૈયે હોય છે નાથનું નામ;
કરે ઘરકામ, પતિવ્રત એજ છે.

ચાહે કુશળ સદા નીજ કંથનું, ધરી ધીરજને નીજ ધર્મ;
કરે શુભ કર્મ, પતિવ્રત એજ છે.



## ગીત ૧૭.

(રામ લક્ષ્મણ વનમાં સીધાવતા—એ રાહ.)

આવો ઉત્તમ માનવ દેહ છે, કુળ જાતિ વળી અનુકુળ;
મળ્યો છે અમૂલ, ભૂલો નહિ ભામિની.
મન વાણી સદા વશ રાખતાં, શીલ સુંદર છે અધિકાર;
વધે અધિકાર, ભૂલો નહિ ભામિની.
ચિત્ત ચોખું ખરૂં ચતુરાઈને, સત્ય સંપત્ સ્વામિની પ્રીતિ;
સદા શુભ રીતિ, ભૂલો નહિ ભામિની.
લાજ મર્યાદા પ્રૌઢપણા વડે, શીલભૂષણ સાધી શકાય;
રીઝે હરિરાય, ભૂલો નહિ ભામિની.
રાગ દ્વેષની વાત વિચારીએ, વળી મારીએ મોહ વિકાર;
વિવેક વિચાર, ભૂલો નહિ ભામિની.
બાલા બોલીએ બોલ વિચારીને, કલેશ કંકાશનું નહિ કામ;
સદા સુખ ધામ, ભૂલો નહિ ભામિની.
દેવપૂજન વ્રત જપનાથ છે, શીદ દોડીએ બાઈ બહાર;
ભલાં ઘરબાર, ભૂલો નહિ ભામિની.
સુખદુઃખ સહન કરવાં બધાં, ધરી ધીરજની શુભ ઢાલ;
વિશેષ વિશાળ, ભૂલો નહિ ભામિની.
પ્રેમ રાખી સદાચાર પાળીએ, નમ્ર ભાવે રહી રળિઆત;
ઉજાળીએ જાત, ભૂલો નહિ ભામિની.
શુભ રીતેથી સદ્‌ગુણ સંગ્રહો, યશ પુણ્ય પવિત્ર પમાય;
રીઝે જગરાય, ભૂલો નહિ ભામિની.

## કન્યા સાસરે આવ્યા પછી ગાવા યોગ્ય.

### ગીત ૧૮.

(આવ્યા ઉન્હાળાનાં દહાડા કે-એ રાહ)

આજે સોનાનો સુરજ ઉગ્યો કે-વહુઅર કુમકુમ પગલે તું આવી
મારી સંસાર વાડી દીપાવી કે-વહુઅર.
મંગળ મોતીડે લઉં છું વધાવી કે-વહુઅર.
તારૂં સૌભાગ્ય સાથે લાવી કે-વહુઅર.
આવ્યો શાન્તિનો મારે જમાનો કે-વહુઅર.
આવ્યો લક્ષ્મીનો અખુટ ખજાનો કે-વહુઅર.
ગૃહને વૈકુંઠ કુંજ બનાવ્યું કે-વહુઅર.
કુળને કીર્તિ પ્રકાશે દીપાવ્યું કે-વહુઅર.
મારે આંગણે પુલ છવાયાં કે-વહુઅર.
રૂડાં મંગળ ગીત ગવાયાં કે-વહુઅર.
દેવો આજ રમે આ ભુવનમાં કે-વહુઅર.
આનંદ સાગર ઉભરાય તનમાં કે-વહુઅર.

---

## ગીત ૧૯.

આજ મારે આંગણે આંબલો મ્હોરીઓ,
આંબલીયાની ડાળીએ, ઘેલી કોયલડી;
મીઠી કોયલડી, પીયુ પીયુ બોલે—
આજ મારા કુંજમાં વાગે છે મોરલી,
મોરલીના નાદ કરે ઘેલી કોયલડી–મીઠી.

આજ મારા બાગમાંરે, ગુંજે બંસરી;
બંસરીનો નાદ કરે, ઘેલી કોયલડી–મીઠી.

આજ મારા વનમાંહે, વાગે વીણાઓ;
વીણાનો સાદ કરે, ઘેલી કોયલડી–મીઠી.

આજ મારા સદનમાંહે, વાગે સિતારો;
વ્યંગના સરોદ કરે, ઘેલી કોયલડી–મીઠી.

ધ્યાનથી જોતાં ન કાળી કોયલડી;
રાધા રાણીને કહે, ઘેલી કોયલડી–મીઠી.

---

## આશીર્વાદ.

### ગીત-૨૦.

(અમે ઇશ્વર માગીએ એટલું--એ રાહ.)

અમે ઇશ્વર માગીએ એટલું,
વાધો જગતમાં હે મહાદેવ-ચિરંજીવો દંપતિ.

દેવ અગ્નિ પ્રભુ સાક્ષી ઉચર્યા,
ફળજો સર્વ (તે) પ્રતિજ્ઞાનાં મંત્ર-ચિરંજીવો દંપતિ.

ધર્મ ગૃહસ્થીનો દીપજો એમનો,
ફાલો જીવન તણો સુપરાગ-ચિરંજીવો દંપતિ.

પંચ યજ્ઞોને સેવીને સર્વદા,
સ્થાપો વૈદિક પરિવાર શ્રેષ્ઠ-ચિરંજીવો દંપતિ.

અતિ રિદ્ધિ સિદ્ધિમાં રેલજો;
કરતાં મંગળ જગ કલ્યાણ-ચિરંજીવો દંપતિ.

ભવ તરજો ને તારજો દીનને,
પ્રભુ ભક્ત બની ગુણવાન્-ચિરંજીવો દંપતિ.



# કન્યા પક્ષમાં ગાવા યોગ્ય ગીતોનો વધારો.

## સીતા પ્રતિ જનકનો બોધ.

### ગીત—૧.

ધોળ

પરણી સીતા સીધાવતાં સાસરે.
આવ્યા જનકરાજા તણી પાસ, રાખી મન આશ,
લેવા આશિષ વેણુરે.
ત્યારે જોતાં સીતામુખચંદ્રને,
પ્રેમે બાપથી ગગળી જવાય, મુખે ન બોલાય,
મંગળ કરો બહેનરે.
કરજો સ્વામિની સેવા ઉમંગથી,
કોઇ વાતે ન દૂભવો મંન, રાખી રહો પ્રસન્ન. મંગળ.

કોદી જગના જંજાળને કારણે,
કોપે ઘરમાં આવી ભલા રામ, પીજો ક્ષમાજામ. મંગળ.

સાસુસરાના માન તો રાખજો,
જાણી માતપિતા સમ તેહ, કરો ઝટ જે કેહ. મંગળ.

વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની,
કરી રાખો રાજી બહુ નિત્ય, ભલું છે ખચિત. મંગળ.

જેઠ જેઠાણી દીયર દેરાણીને,
વળી નણંદ ભાંડુ સમ જાણો, તેમાં પ્રેમ આણો. મંગળ.
ઘરના દાસ દાસી જન સર્વને,
રાજી રાખતાં કરવજો કામ, શોભી રહેશે ધામ. મંગળ.
આવે પરવાર જો ઘરકામથી,
કરજો રામને થાતી સહાય, દંપત બહુ સોહાય. મંગળ.
નીજ અભ્યાસ જારીજ રાખજો,
એ છે સ્વચ્છ સુખોનું વિધાન, બીજું ન સમાન. મંગળ.
ઘણા દુઃખો આવી પડે જો કદી,
દિલ ડાબી રાખો રૂડી ધીર, મટી જાશે ભીડ. મંગળ.
તમે કહેશો શેની બીક સાચને,
પણ સાચને શત્રુ ઘણાક, તમે વળી રાંક. મંગળ.
કરજો લાજ વધે બન્ને કૂળની,
અભિમાન ધરો નહિ ઉર, છે નમ્રતા નૂર. મંગળ.
સ્વામિ કહે ત્યારે અહિંઆં આવજો,
બાકી રહેજો સદા સ્વામિ સંગ, એમાં શુભ રંગ. મંગળ.
દેજો પત્રથી દર્શન બાપને,
રડતાં રહો બહેન હવે નહિ ઢીલ, ભરાયુ મુજ દિલ. મંગળ.

## ગુણીયલ ગજરો.

### ગીત—૨.

(મોહનજીએ મોકલ્યું રે મેસાળું—એ રાહ)

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશું મજરો. માલણ૦

તારા ગજરાનું આપીશું મૂલ,
માંહી ગુંથજે ગુલાબનું ફુલ;
જે તું કહીશ તે કરશું કબુલ. માલણ૦

જેવી તારી હોય ચતુરાઈ,
તેવી કરજે તેની સરસાઈ;
કાંઇ બાકી ન રાખીશ બાઇ. માલણ૦

એવી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં;
મોહ પામે મુનિવર તેમાં. માલણ૦

મારી લાડકડીને રે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે;
જેવો રાજરાણીને છાજે. માલણ૦

એમાં જુક્તિ જોવાજોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી;
રીઝે રાજા અને વળી રાણી. માલણ૦

તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મહોર હજાર. માલણ૦
કવિતાની કિંમત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે;
દાખે દલપત બીજા શું જાણે. માલણ૦

---

## સપ્તપદીનું.

### ગીત-૩.

(ભમરા પહેલો વધાવો મારે આવીઓ-એ રાહ)
સજની સપ્તપદીનો સાર સાંભળો,
જેમાં વર કન્યા આપે લે વસનરે;
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.
કર પકડી કન્યાનો ફરતાં ફેરલાં,
પહેલે પગલે વરરાજા કે'છે આમ રે,
સુહાગણ સજની, સપ્તદીનોસાર સાંભળો.
કરવા ધર્માર્થ કામ મોક્ષ સાધવા,
મારી સાથે જોડાઓ જુવતી આજરે;
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.

વરને અનુસરતી કન્યા વળતી ઉચ્ચરે,
ભર્ત્તા ભોગાયતન આ તમને ભેટરે,
  સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.
છબીલા છાયાની પેરે હું આપની,
પગલે તમતણે પગલાં ભરીશરે,
  સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.
મને મન ને તને તન તમતણે,
પ્રાણે પ્રાણ જોડાઉં પ્રાણાધારરે,
  સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.

---

## શિખામણ.

### ગીત-૪.

નેહનાં નયણાં ને મંજુલ વાણી,
    સાસરીએ જઇ ધરજે હો ! શાણી;
વા'લેરાં વા'લેરાં વચનોની લ્હાણી,
    સાસરીએ જઇ કરજે હો ! શાણી;
સ્નેહનું મંદિર ને શાંતિની શાળા,
    ગૃહને બનાવી રહેજે હો ! બાળા;

સ્વામિની સેવાના પાઠો રસાળા,
ધ્યાન ધરીને પઢજે હો ! બાળા;
કુટુંબ પ્રેમો ને સંસારે રહેમી,
સ્નેહી સુધાસમ બનજે હો ! બેની;
જીવન જ્યોતિ ને સત્યની ધુની,
વિનય વિચારે જગાવે હો ! બેની;
સ્વામિ સંતોષ ને સ્નેહ પ્રમાણી,
સેવિકા ધર્મને ધરજે હો ! શાણી;
સહન શકિત ને ધૈર્ય પિછાણી,
જગમાં વિચરજે સદાયે હો ! શાણી;

